પ્રકાશક:—રામેશ્વર દે.
પ્રવર્તક પબ્લીશિંગ કાર્યાલય,
ચંદ્રનગર. (French-India).
( બંગાળા. )



પ્રાપ્તિસ્થાન:—
ભક્તાશ્રમ, નવસારી.
સ્વદેશી વસ્તુ ભંડાર, સુરત.

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ,
બરાનપુરી બાગળ—સુરત.

આ

ત્રણ

અમૂલ્ય પત્રો

સ્વદેશના કરકમલે

સમર્પિત કરૂં

છું.

એના સ્પર્શે

દેશ પુણ્ય ચરિત્ર

પ્રાપ્ત કરે એજ

આશા.

# નિવેદન.

આમાં પ્રકાશિત થએલા ત્રણ પત્રો ઈ. સ. ૧૯૦૮ માં ૪૮ નંબર ગ્રેસ્ટ્રીટના શ્રી અરવિંદ બાબુના ઘરની જ્યારે જડતી લેવામાં આવી ત્યારે મળી આવ્યા હતા. ત્યાર બાદ એ પત્રો અલીપુર બૉમકેસમાં કોર્ટમાં દાખલ કરવામાં આવ્યા હતા. કેસમાં આ કેટલાએક પત્રોમાંથી તેમના મતવાદ વિષે આલોચના થઈ હતી.

એ પત્રોમાં ગુપ્ત રીતે પોતાની સ્ત્રીને તેમણે જે વાત કહેવા ધારી હતી, તેનાથી તેમના સમગ્ર જીવન ઉપર પ્રકાશ પડે છે. જે પત્રની વાત તેમણે

## નિવેદન.

કોઇને પણ કહેવાની મનાઇ કરી હતી, તેજ તેમની મર્મ વાર્તા છે એનો હવે કોણ અસ્વીકાર કરશે? દૈવ-વશાત્ તે ગોપનીય પત્રો આજે સર્વ સાધારણની સમક્ષ આવ્યા છે. તેમના વિષે ઘણા લોકોના ઘણા પ્રકારના મત હોવા છતાં નીચે લખેલી તેમની કેટલીએક વાતોથી તેમના ઉદ્દેશ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

> "હું સમજું છું કે એ પતિત જાતિનો ઉદ્ધાર કરવાની શક્તિ મારામાં છે. શારીરિક શક્તિ નહિ-(તરવાર કે બન્દૂક લઇ હું યુદ્ધ કરવા જતો નથી) પણ જ્ઞાન શક્તિ" ઈત્યાદિ.

તેઓ જાણી શક્યા હતા કે દેશના વક્ષ-સ્થલ ઉપર જે અજ્ઞાન આરૂઢ છે, તેને જ્ઞાનપ્રકાશ પ્રજ્વલિત કરી દૂર કરવું જોઇએ. તેમના એ મતમાં હજી પરિવર્તન થયું નથી. અંગ્રેજી "**आर्य**" પત્રિકામાં પણ તેઓ એ વાત કહેતા આવ્યા છે.

છેવટે એક દુઃખદ સમાચાર આપવા પડે છે કે જેને માટે આ પત્રો લખાયલા તે શ્રી અરવિન્દ બાબુનાં પત્ની ?.ા મૃણાલિની તા૦ ૧૭-૧૨-૧૯૧૮ પૌષીય

# નિવેદન.

પૂર્ણિમાને મંગલવારે જીવનના અન્તિમ મુહૂર્ત પર્યન્ત પ્રતિની છબી તરફ અનિમેષ દૃષ્ટિ રાખી સ્વામીના વચનોનું મનન કરતાં કરતાં ઇહિ જગતને પરિત્યાગ કરી ગયાં છે. ઇતિ.

ચંદ્રનગર.
વૈશાખી પૂર્ણિમા.
૧૯૭૬.

શ્રીમોતિલાલ રાય.



৺मृणालिनी घोष।

૧

પ્રિયતમા મૃણાલિની,

તમારો ૨૪ મી ઑગષ્ટનો પત્ર મળ્યો. તમારાં માતપિતાને ફરીથી તેજ દુઃખ થયું છે, એ સાંભળી દુઃખિત થયો છું. કયા છોકરાનો સ્વર્ગવાસ થયો છે, તે તમે લખ્યું નથી. દુઃખ આવ્યું તો પણ શું થયું? સંસારમાં સુખનું અન્વેષણ કરવા જતાં તે સુખમાંજ દુઃખ જોવામાં આવે છે, દુઃખ સર્વદા સુખને ઘેરી રહેલું છે, એ નિયમ કેવલ પુત્ર [illegible]નાના

સંબંધમાં લાગુ પડતો હોય એમ નથી; બધીજ સાંસારિક કામનાનું ફલ એજ છે. ધીર ચિત્તથી સમસ્ત સુખદુ:ખનું ભગવાનના ચરણકમલમાં સમર્પણ કરવું એજ મનુષ્યને માટે એક માત્ર ઉપાય છે.

હું તમારા પત્રમાં વીસ રૂપીઆને બદલે દશ રૂપીઆ સમજ્યો હતો, તેથીજ દશ રૂપીઆ મોકલીશ એમ મેં લખ્યું હતું; પંદર રૂપીઆની જો જરૂરીયાત હોય તો પંદર રૂપીઆ મોકલીશ. આ મહિનામાં સરોજીનીએ તમારે માટે દાર્જીલિંગમાં સાડી ખરીદી છે, તેના રૂપીઆ મોકલી આપ્યા છે. વળી તમે ઉછીનું લીધું છે તે હું શી રીતે જાણી શકું ? (સાડીના) પન્દર રૂપીઆ બેઠા હતા તે મોકલ્યા છે; બીજા પણ ત્રણ ચાર રૂપીઆ જોઇશે તે આવતે મહિને મોકલીશ; તમને હવેથી વીસ રૂપીઆ મોકલીશ.

હવે હું તેજ વાત કહું છું. હું ધારૂં છું કે હવે તમને ખબર પડી હશે કે જેના ભાગ્યની સાથે તમારૂં ભાગ્ય જોડાયું છે, તે એક વિલક્ષણ ધોરણનો મનુષ્ય છે. આ દેશના વર્તમાનકાલીન મનુષ્યોની મનોભાવના, જીવનનો ઉદ્દેશ અને કર્મનું ક્ષેત્ર વગેરે જેવાં હોય છે, તેવાં મારાં નથી. બધીજ બાબતમાં ભિન્ન--અસાધારણ છું. અસાધારણ મત, અસાધારણ પ્રયત્ન અને અસાધારણ ઉચ્ચ આશાને સાધારણ મનુષ્યો જે દૃષ્ટિએ જુએ છે, તે તમે જાણતાં હશો. એ બધા ભાવોને તેઓ પાગલપણું કહે છે. પણ પાગલના કર્મ-ક્ષેત્રમાં સફલતા મળ્યા પછી તેને પાગલ નહિ પણ પ્રભાવશાલી મહાપુરૂષ કહે છે. પરન્તુ કેટલા મનુષ્યોનો યત્ન સફળ નિવડે છે ? હજારોમાં દશ માણસ અસાધારણ હોઈ શકે અને તે દશ જણાઓમાં પણ કદાચ કોઇ એકજ સફળ

નિવડે છે. મારા કર્મક્ષેત્રમાં સફલતાની વાત તો દૂર રહી, હજી તો પુરેપુરી રીતે હું કર્મક્ષેત્રમાં અવતરણ પણ કરી શકયો નથી. અને તેથીજ મને લોકો પાગલ તો સમજશે જ. પાગલને પાલે પડવું એ સ્ત્રીઓને માટે મોટું અમંગલ છે. કારણ કે સ્ત્રીજાતિની બધી આશા સાંસારિક સુખદુઃખમાંજ આબદ્ધ હોય છે; પાગલ પોતાની સ્ત્રીને સુખ ન આપતાં દુઃખજ દે છે.

હિન્દુધર્મના પ્રવર્તકો એ વાત સમજી શકયા હતા. તેઓ અસાધારણ ચારિત્ર, અસાધારણ યત્ન અને અસાધારણ આશાને અતિ સ્નેહની દૃષ્ટિએ જોતા. પાગલ કહો કે મહાપુરુષ કહો પણ એવા અસાધારણ પુરુષને વધારે માનની દૃષ્ટિથી જોતા. પણ એ બધી અસાધારણતાથી સ્ત્રીની જે ભયંકર દુર્દશા થાય તેનો શો ઉપાય હોઈ શકે? ઋષિગણોએ

એનો ઉપાય નિર્ધાર્યો છે. તેઓએ સ્ત્રી જાતિને સંબોધી કહ્યું છે કે તમે બીજા બધા મંત્રને છોડી "पतिः परमो गुरुः" એનેજ તમારો એક માત્ર મંત્ર સમજો. સ્ત્રી સ્વામીની સહધર્મિણી છે, પતિ જે કાર્યને સ્વધર્મ તરીકે સ્વીકારે તેમાં સાહાય્ય, મન્ત્રણા, ઉત્સાહ આપવો અને તેમને દેવતા સમાન માનવા, તેમનાજ સુખમાં સુખ અને તેમનાંજ દુઃખમાં દુઃખ માનવું, એ સહધર્મિણીનું કર્તવ્ય છે. કાર્ય નક્કી કરવામાં પુરૂષનો અધિકાર છે, અને તેમાં સહાયતા તથા ઉત્સાહ આપવો એ સ્ત્રીનો અધિકાર છે.

હવે કહેવાનું એટલુંજ છે કે તમો ઉપરોક્ત હિન્દુ ધર્મનો માર્ગ સ્વીકારશો કે નવા સુધરેલા ધર્મનો ? પાગલ સાથે તમારાં લગ્ન થયાં છે, એ તમારા પૂર્વજન્મના કર્મ-દોષનું ફળ છે. પોતાના ભાગ્ય સાથે કાંઇક

તજવીજ કરવી જોઇએ, તે કેવા પ્રકારની ? શું પાંચ જણાના પ્રવાહ ઉપર નિર્ભર કરી તમે પણ તેને પાગલ ગણી ઉડાવી દેશો ? પાગલ તો પોતાના માર્ગે દોડવાનોજ. તમે તેને પકડી શકશો નહિ. તમારા કરતાં તેનો સ્વભાવ વધારે પ્રબળ છે. ત્યારે તમે શું ખુણામાં બેસી માત્ર રૂદન કરશો કે તેની સાથે તેનું અનુગમન કરશો ? પાગલને લાયક તેની સહધર્મિણી થવાનો યત્ન કરશો ? જે પ્રમાણે ધૃતરાષ્ટ્રની પત્નીએ બન્ને આંખે પાટા બાંધી પોતે પણ અંધત્વનો સ્વીકાર કર્યો હતો. બ્રાહ્મસમાજ સ્કુલનો કેટલોએ સંસર્ગ કેમ ન હોય, તોપણ તમે હિન્દુગૃહની બાલા છો, અને હિન્દુના પૂર્વપુરૂષોનું રકત તમારા શરીરમાં વહી રહ્યું છે. મને ચોક્કસ જણાય છે કે તમે ઉપરોક્ત બે માર્ગમાંથી છેલ્લોજ માર્ગ સ્વીકારશો.

મારામાં ત્રણ પ્રકારનું પાગલપણું છે. પહેલું પાગલપણું તો એ છે કે, મારો દૃઢ વિશ્વાસ છે, ભગવાને જે ગુણ, જે પ્રતિભા, જે ઉચ્ચ શિક્ષા અને વિદ્યા તથા જે ધન આપ્યું છે તે સમગ્ર ભગવાનનુંજ છે. જેટલું પરિવારના ભરણપોષણમાં અને અત્યંત જરૂરનુંજ જણાય તેટલુંજ પોતાને માટે ખરચવાનો અધિકાર છે; જે બાકી રહ્યું તે ભગવાનને પાછું આપવું ઉચિત છે. હું જો બધુંજ પોતાને માટે સુખમાં–વિલાસમાં ખરચ કરૂં તો ચોર કહેવાઉં. હિન્દુશાસ્ત્ર કહે છે કે, ભગવાન તરફથી મળેલું ધન જે ભગવાનને સમર્પણ કરતો નથી તે ચોર છે. આજ સુધી ભગવાનને ફક્ત બેજ આના આપી બાકી ચોદ આના પોતાને માટે ખરચ કરી હિસાબ ચુકાવી દઈ સાંસારિક સુખમાં મગ્ન થઈ રહ્યો હતો. એવી રીતે અર્ધું જીવન વ્યર્થ ગયું. પશુ પણ પોતાનું અને પોતાના પરિવારનું ઉદરપોષણ કરીને કૃતાર્થ થાય છે.

હું આજ સુધી પશુવૃત્તિ અને ચૌર્યવૃત્તિ કરતો આવ્યો છું, એ કળી શક્યો છું. અને તેથી ઘણોજ પશ્ચાત્તાપ અને પોતાના ઉપર ઘૃણા થઈ છે. હવે તે પાપવૃત્તિ સમગ્ર જીવનને માટે છોડી દીધી છે. ભગવાનને સમર્પણ કરવું એટલે ધર્મકાર્યમાં વ્યય કરવો તે. જે રૂપીઆ સરોજીની તથા ઊષાને આપ્યા છે તેને માટે કાંઈ પશ્ચાત્તાપ નથી, કેમકે પરોપકાર એ ધર્મ છે—આશ્રિતની રક્ષા કરવી એ પરમધર્મ છે. પણ કેવલ ભાઈબ્હેનને આપવાથી હિસાબ પતી રહેતો નથી. આ દુઃસમયમાં સમસ્ત દેશ મારે આંગણે આશ્રિત છે. આ દેશમાં મારાં ત્રીશ કોટી ભાઈબ્હેન છે. તેઓમાંના કેટલાંએક તો અનાહારે મરે છે, અને ઘણો ભાગ કષ્ટ અને દુઃખથી જર્જરિત થઈ કોઈ પણ રીતે ટકી રહેલો છે. તેઓનું હિત કરવું એ મારો ધર્મ છે.

શું કહેવું છે ? ઉપરોક્ત વિષયમાં સહધર્મિણી થશો ? ખાલી સાધારણ મનુષ્યની માફક ખાવાપીવામાં તથા પહેરવા ઓઢવામાં જેટલું ખાસ જરૂરનું છે, તેટલુંજ રાખી બાકીનું બધું ભગવાનને અર્પણ કરવાની મારી ઇચ્છા છે; તમારો મત મળે—ત્યાગ સ્વીકાર કરો એટલે મારી અભિસંધિ પૂર્ણ થશે. તમે કહ્યું હતું કે "મારી કોઇ પણ પ્રકારની ઉન્નતિ થઈ નહિ" તો ઉન્નતિનો આ ઉપરોક્ત માર્ગ બતાવી આપ્યો છે, તે પથે જશો કે ?

બીજું પાગલપણું હમણાંજ દાખલ થયું છે, તે એ કે કોઇ પણ રીતે ભગવાનનો સાક્ષાત્કાર કરવો જોઇએ. વાતવાતમાં મોઢેથી ભગવાનનું નામ લેવું,—બધાની સમક્ષ પ્રાર્થના કરવી—લોકોને પોતાની ધાર્મિકતા બતાવવી એજ આજકાલનો ધર્મ થઇ પડયો છે. તે હું ચાહતો નથી. ઈશ્વર જો હોય

તો તેના અસ્તિત્વનો અનુભવ તથા તેનો સાક્ષાત્કાર કરવાનો કોઇને કોઇ માર્ગ અવશ્ય હોવોજ જોઇએ. તે પથ કેટલોએ દુર્ગમ કેમ ન હોય તોપણ મેં તે માર્ગે જવાનો દૃઢ સંકલ્પ કરી લીધો છે હિન્દુધર્મ કહે છે કે પોતાના શરીરમાંજ—પોતાના અન્તરમાંજ—તે માર્ગ રહેલો છે; જવાનો નિયમ પણ બતાવી આપ્યો છે. તે સઘળું પાલન કરવાનું આરંભ્યું છે. એક મહિનામાં હું અનુભવી શકયો છું કે હિન્દુ-શાસ્ત્રની વાત મિથ્યા નથી. જે જે ચિન્હ વિષે કહેવામાં આવ્યું છે, તે બધું મારા અનુભવમાં આવે છે. તમને પણ તે માર્ગે લઈ જવાની મારી ઇચ્છા છે. તમારાથી સાથે સાથે પ્રયાણ કરી શકાશે નહિ; કેમકે તમને તેટલું જ્ઞાન થયું નથી. તોપણ મારી પાછળ પાછળ આવવામાં કોઈ પણ જાતનો વાંધો નથી. તે માર્ગે સિદ્ધિ બધાનેજ મળી શકે

છે. પ્રયાણ કરવું એતો પોતાની ઇચ્છા ઉપરજ આધાર રાખે છે. કોઇપણ તમને જોર જુલમથી લઇ જઈ શકશે નહિ. તમારી ઇચ્છા હશે તો એ વિષયમાં વધારે લખીશ.

ત્રીજું પાગલપણું એ છે કે બીજા બધા લોકો સ્વદેશને એક જડ પદાર્થ–કેટલાંએક મેદાન, ક્ષેત્ર, વન, પર્વત, નદી વગેરેનો સમુદાય માને છે. પણ હું સ્વદેશને મા માનું છું, તેની ભક્તિ કરૂં છું–પૂજા કરૂં છું. માતાના વક્ષઃસ્થલ ઉપર બેસી કોઇ રાક્ષસ જ્યારે રક્ત પીવાને તૈયાર હોય ત્યારે સન્તાને શું કરવું ? નિશ્ચિન્તભાવે આહાર–વિહારમાં પડયા રહેવું–સ્ત્રીપુત્ર સાથે આમોદપ્રમોદ કરવા બેસવું કે માતાના ઉદ્ધાર માટે દોડી જવું ? હું જાણું છું કે એ પતિત જાતિનો ઉદ્ધાર કરવાની શક્તિ મારામાં

છે, શારીરિક શકિત નહિ (તરવાર કે બન્દૂક લઈ હું યુદ્ધ કરવા જતો નથી) પરન્તુ જ્ઞાનશકિત. ક્ષાત્રતેજ જ એક માત્ર તેજ નથી, બ્રહ્મતેજ પણ છે. તે તેજ જ્ઞાન ઉપર પ્રતિષ્ઠિત છે. એ ભાવના નવીન નથી,– આજકાલની નથી; પરન્તુ એ ભાવના લઇનેજ હું જન્મેલો છું. એ ભાવ મારી મજ્જાઓમાં વ્યાપ્ત છે; ભગવાને એ મહાવ્રતના સાધનને માટેજ મને પૃથ્વી ઉપર મોકલ્યો છે; ૧૪ વર્ષની ઉમ્મરે એ ભાવબીજ અંકુરિત થવા લાગ્યું હતું; ૧૮ વર્ષની વયે ભાવપ્રતિષ્ઠા દૃઢ અને અચલ થઈ હતી. તમે નમાસીની વાતથી માન્યું હતું કે કોઈ બદમાસ તમારા સરલ સત્પુરૂષ સ્વામીને કુમાર્ગે ખેંચી ગયો છે. પણ તમારા સત્પુરુષ સ્વામીએજ તે માણસને અને બીજા પણ સેંકડો માણસોને તેજ માર્ગે–કુપથ કહો કે સુપથ કહો–પ્રવેશ

કરાવ્યો હતો, અને હજી સહસ્ર માણસોને પ્રવેશ કરાવશે. કાર્યસિદ્ધિ મારી હયાતીમાંજ થશે એમ હું કહેતો નથી, પણ કાર્યસિદ્ધિ તો અવશ્ય થશેજ.

હવે હું પુછું છું કે તમે એ વિષયમાં શું કરવા ધારો છો? સ્ત્રી સ્વામીની શક્તિ છે. તમે ઊષાની શિષ્યા બની સાહેબપૂજાના મંત્રનો જાપ કરતાં રહેશો? ઉદાસીન થઈ સ્વામીની શક્તિ ખર્વ કરવી છે કે સહાનુભૂતિથી ઉત્સાહને દ્વિગુણિત કરવો છે? તમે કહેશો કે "એ બધાં મહત્ કર્મોમાં મારા જેવી સામાન્ય અબલા શું કરી શકે? મારા મનમાં શક્તિ નથી, બુદ્ધિ પણ નથી; તેથી એ બધી ભાવનાથી ભીતિ ઉપજે છે." તેનો સહજ ઉપાય છે. ભગવાનનો આશ્રય ગ્રહણ કરો, ઈશ્વર પ્રાપ્તિના માર્ગમાં એકવાર પ્રવેશ કરો; તમારામાં જે જે અભાવ છે તેને તે શીઘ્ર પૂર્ણ કરશે.

જે ભગવાનનો આશ્રય લે છે તેની પાસેથી ધીરે ધીરે ભય દૂર થઇ જાય છે. અને જો મારા ઉપર વિશ્વાસ રાખી શકતાં હો, દશ જણાની વાતને ધ્યાનમાં ન લઇ જો મારીજ વાત સાંભળો તો હું મારૂં પોતાનું બળ તમને આપી શકું. તેમાં મારા બળની ક્ષતિ ન થતાં વૃદ્ધિજ થશે. આપણે કહીએ છીએ કે "સ્ત્રી સ્વામીની શક્તિ છે" એટલે સ્વામી પોતાની પત્નીમાં પોતાની પ્રતિમૂર્તિ જોઈ તેની પાસે પોતાની મહદાકાંક્ષાનો પ્રતિધ્વનિ સાંભળી દ્વિગુણ શક્તિ મેળવે છે.

શું હરહમેશ એ ભાવેજ જીવન વ્યતીત કરવું છે ? સારાં સારાં વસ્ત્ર પહેરવાં, સારૂં ભોજન કરવું, હાસ્યનૃત્ય વગેરે સર્વ પ્રકારનાં સુખ ભોગવવાં, આ પ્રકારની મનની સ્થિતિને ઉન્નતિ ન કહેવાય. આજકાલ આપણા દેશની નારીઓના જીવને અતિસંકીર્ણ અને હેય

આકાર ધારણ કર્યો છે. તમે એ બધું છોડી દો. મારી સાથે ચાલો, જગત્માં ભગવાનનું જે કામ કરવા આવ્યાં છીએ તેજ કાર્યનો આરંભ કરીએ.

તમારા સ્વભાવમાં એક દોષ છે. તમે અત્યંત સરલ છો, તેથી કોઇ પણ જે કાંઇ કહે, તે બધું માની લો છો. એથી મન સર્વદા અસ્થિર રહે છે; અને બુદ્ધિને વિકાસ મળતો નથી, તેમ કોઇ પણ કામમાં એકાગ્રતા થતી નથી. એ દોષ સુધારવો જોઇએ. એકજ માણસની વાતમાં વિશ્વાસ રાખી જ્ઞાનસંચય કરવો જોઇએ. એક લક્ષ્ય રાખી અવિચલિત ચિત્તથી કાર્યસાધન કરવું જોઇએ, લોકની નિન્દા અને ઘૃણાને તુચ્છ ગણી સ્થિર ભક્તિ રાખવી જોઇએ.

બીજો પણ એક દોષ છે. તે તમારા સ્વભાવનો નથી પણ સમયનો છે. દેશનો

સમયજ એવો આવ્યો છે કે લોકો ગંભીર વાત સુદ્ધાં સ્થિર રહી સાંભળી શકતા નથી. ધર્મ, પરોપકાર, મહદાકાંક્ષા, મહચ્ચેષ્ટા, દેશોદ્ધાર વગેરે જે કાંઇ ગંભીર છે–જે કાંઇ ઉચ્ચ અને મહત્ છે; તે બધામાંજ હાસ્ય અને ઘૃણા થાય છે–બધું હસી કાઢવામાં આવે છે. બ્રાહ્મસ્કૂલમાં રહેતાં રહેતાં તમારામાં પણ એ દોષે થોડે ઘણે ભાગે સ્થાન મેળવ્યું છે. વારિનમાં પણ એ દોષ હતો. થોડા ઘણા પરિમાણે આપણે બધાંજ એ દોષથી દૂષિત છીએ. પણ દેવઘરના લોકોમાં તો એ દોષ ઘણો વૃદ્ધિને પામેલ છે. એ દોષને દૃઢ મનથી દૂર કરવો જોઇએ. તમારાથી એ કામ સહેલાઈથી થઈ શકશે. ફરીથી એકવાર મનન કરવાનો અભ્યાસ કર્યે તમારો અસલ સ્વભાવ જાગી ઉઠશે. પરોપકાર તથા સ્વાર્થત્યાગ તરફ તમારૂં આકર્ષણ છે. એક માત્ર મનના

જોરનોજ અભાવ છે; ભગવદુપાસનાથી તે જોર મળશે.

મારી જે ગુપ્ત વાત હતી તે એજ છે. કોઇની પાસે બહાર ન પાડતાં પોતાના મનમાં ધીર ચિત્તથી એ બધું વિચારો. એમાં ભય પામવા જેવું કાંઇ નથી. પણ મનન કરવાનું ઘણું એ છે. પહેલવહેલાં બીજું કાંઇ પણ કરવું પડશે નહિ, કેવલ પ્રતિદિન અર્ધો કલાક ભગવાનનું ધ્યાન કરવું જોઇએ, અને તેમની પાસે પ્રાર્થનારૂપે પોતાની બલવતી ઇચ્છા પ્રગટ કરવી જોઇએ. મન ધીરે ધીરે તૈયાર થશે. તેમની પાસે સર્વદા એવી પ્રાર્થના કરવી જોઇએ કે "હે પ્રભો! હું સ્વામીના જીવનના ઉદ્દેશ અને ઈશ્વરપ્રાપ્તિના માર્ગમાં વ્યાઘાત ન કરતાં સર્વદા સહાય નીવડું-સાધનભૂત થાઉં." એમ કરશો કે?

તમારો.

૨

CALCUTTA.

*23rd. Scotts Lane.*

*17th February, 1907.*

પ્રિય મૃણાલિની

બહુ દિવસથી પત્ર ન લખ્યો એ મારો ચિરંતન દોષ છે, તેને માટે તમે સ્વગુણને અનુસરી ક્ષમા ન કરો તો બીજો ઉપાય શો ? જે મજ્જાગત છે તે એકજ દિવસે દૂર થતું નથી. એ દોષ સુધારતાં આ જન્મ વહી જશે એમ લાગે છે.

*8th.* જાન્યુઆરીએ આવવાનું નક્કી હતું પણ આવી શકાયું નહિ, તે મારી ઇચ્છાથી

થયું નથી. ભગવાન જ્યાં લઈ ગયા ત્યાં જવું પડયું. આ વખતે હું મારા કામને માટે રોકાએલો નહિ પણ તેમનાજ કામમાં રોકાયો હતો. મારી માનસિક અવસ્થા હવે જુદા પ્રકારની થઈ છે; તે વાત આ પત્રમાં લખીશ નહિ. તમે અહીં આવો ત્યારે જે કાંઇ કહેવાનું છે તે કહીશ. હમણાં તો કેવલ એજ કહેવું પડે છે કે હવે હું પોતાની ઇચ્છાને અધીન નથી. જ્યાં ભગવાન લઈ જશે ત્યાં તેમના યંત્રસ્વરૂપે જવું પડશે. હમણાં એ વાતનો અર્થ સમજવો તમારે માટે મુશ્કેલ છે, તો-પણ કહી રાખવું જરૂરનું છે; નહિ તો મારી ગતિવિધિ તમારા આક્ષેપ અને દુ:ખનો હેતુ થઈ પડે એમ છે. તમે ધારશો કે હું તમારી ઉપેક્ષા કરી કામ કરૂં છું. પણ એવું માની લેશો નહિ. આજ સુધી મેં તમારી વિરૂદ્ધમાં ઘણા અપરાધ કર્યા છે; તેથી તમને જે

અસંતોષ થયો તે પણ સ્વાભાવિકજ હતો. પણ હવે હું સ્વાધીન નથી. હવેથી તમારે સમજવું જોઇએ કે મારાં બધાં કામો મારી ઇચ્છા ઉપર ન રહેતાં ભગવાનના આદેશ ઉપરજ રહેલાં છે. તમો આવશો ત્યારે મારો આશય સમજશો. હું આશા રાખું છું કે ભગવાને મને પોતાની અપાર કરૂણાનો જે પ્રકાશ દેખાડયો છે, તે તમને પણ દેખાડશે. પણ તે ઇશ્વરની ઇચ્છા ઉપરજ નિર્ભર કરે છે. તમે જો સહધર્મિણી થવા ઇચ્છતાં હો તો પ્રાણપણથી યત્ન કરો, જેથી તમારી દૃઢ ઇચ્છાના બળથી ભગવાન તમને પોતાનો કરૂણાપથ દર્શાવે. આ પત્ર કોઇને પણ જોવા દેશો નહિ. કારણ કે જે વાતો કહી છે, તે અત્યન્ત ગોપનીય છે. તમારા સિવાય બીજા કોઇને પણ કહી નથી. કહેવાનો નિષેધ છે. આજ એટલુંજ. તમારો સ્વામી.

પુનશ્ચ—સાંસારિક વાતો સરોજિનીના પત્રમાં લખી છે. તેથી તમને અલગ લખવાની જરૂર નથી. તે પત્ર વાંચવાથી જણાશે.

---

*6th December, 1907.*

પ્રિય મૃણાલિની,

મને પરમ દિવસે પત્ર મલ્યો તેજ દિવસે ઊનની ચાદર મોકલી હતી. પણ તે તમને શા કારણથી ન મલી એ કાંઇ સમજાતું નથી.

* * * *

* * *

* * * *

મને અહીં એક પળની પણ નવરાશ નથી. લખવાનો ભાર મારા ઉપર, કૉંગ્રેસને લગતાં

કામનો ભાર મારા ઉપર અને વંદેમાતરમનો "ઝગડો મટાડવાનો ભાર પણ મારા ઉપરજ છે. હું કેવી રીતે કરી શકું ? તે સિવાય મારૂં પોતાનું કામ પણ હોય છે, તે પણ છોડી શકતો નથી.

મારી એક વાત સાંભળશો કે ? હાલ મારી સ્થિતિ શોચનીય થઈ પડી છે. ચારે તરફથી જે આકર્ષણ થાય છે, તેમાં પાગલ થઈ જવાની સંભાવના છે. આ વખતે જો તમને અસ્થિર જોઇશ તો મારી પણ ચિન્તા અને દુર્ભાવના વધી જશે. તમારા ઉત્સાહ અને સાન્ત્વનામય પત્રથી મને વિશેષ શકિત મળશે. પ્રફુલ્લ ચિત્તથી બધી વિપત્તિ તથા ભય અતિક્રમ કરી શકીશ. હું જાણું છું, દેવઘરમાં એકલાં રહેતાં તમને કષ્ટ થાય છે, પણ મનને દૃઢ કરી વિશ્વાસ ઉપર આધાર રાખવાથી દુઃખ મન ઉપર પોતાનું

આધિપત્ય સ્થાપી શકશે નહિ. જ્યારે તમારાં લગ્ન મારી સાથે થયાં છે ત્યારે હવે એ દુઃખ તમારાં ભાગ્યમાં અનિવાર્ય છે. વખતો-વખત વિચ્છેદ તો થશેજ. કેમકે હું સાધારણ બંગાલીની માફક પરિવાર અથવા સ્વજનના સુખને જીવનનો મુખ્ય ઉદ્દેશ કરી શકું એમ નથી એવી હાલતમાં મારો ધર્મ તેજ તમારો ધર્મ હોવો જોઇએ. મારા નિર્દિષ્ટ કામની સફલતામાંજ તમારૂં સુખ સમાએલું છે, એમ માન્યા સિવાય બીજો ઉપાય નથી. બીજી એક વાત એ છે કે, જેમની સાથે તમે હાલમાં રહો છો, તેઓમાંના ઘણાઓ આપણા ગુરૂજન છે. તેઓ કટુવાક્ય બોલે, અઘટિત વાત કહે, તોપણ તેમના ઉપર ક્રોધ કરશો નહિ. અને જે કાંઇ તેઓ બોલે છે તે બધું તેમના મનનું છે અથવા તમને કષ્ટ દેવાને માટેજ બોલે છે એમ માનશો નહિ. ઘણીવાર

ક્રોધમાં વિના વિચાર્યે ઘણી વાતો બોલાઈ જાય છે. તેને પકડી રાખવી ઉચિત નથી. જો નજ રહી શકો તો હું ગિરીશ બાબુને કહીશ, કે હું જેટલા દિવસ કૉંગ્રેસમાં રહું તેટલા દિવસ દાદા મહાશય ત્યાં રહે.

હું આજે મેદિનીપુર જઇશ. ત્યાંથી આવી અહીંની સઘળી વ્યવસ્થા કરીને સુરત જઇશ. બનતાં સુધી 15 th. or 16 th. એ જવાનું થશે. જાન્યુઆરીની બીજી તારીખે પાછું આવવું થશે.